આવૃત્તિ ૮ મી.

કુલ પ્રત ૨૬,૦૦૦.

( બાળવર્ગથી ધો. ૫ સુધી માટે. )

નવું

# સરલ મુખગણિત.

પ્રેમચંદ કરમચંદ શાહ.

નવું

# સરલ મુખગણિત.

( બાળવર્ગથી ધોરણ પાંચ સુધી માટે. )

લેખક, પ્રેમચંદ કરમચંદ શાહ.
પ્રકાશક, પ્રેમચંદ કરમચંદ શાહ.
ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગોંડળ સ્ટેટ.
ગોંડળ.

આવૃત્તિ ૮ મી–પ્રત ૪૦૦૦.



અમદાવાદ,
શાહપુર નવીપોળમાં આવેલા શ્રી " પ્રજાહિતાર્થ મુદ્રાલય " માં પા. ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કિમ્મત બે આના.

# અનુક્રમણિકા.



## પૂરવણી.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

અત્યાર સુધીમાં લેખાં દેશીહિસાબમાંથી મોંએ કરાવેલી કુંચીઓ વડે શીખવાતાં, તેથી વિદ્યાર્થીઓ કુંચીઓવડે થતાં અઘરાં લેખાં ઝટ કરી શકતા, અને તેથી સહેલાં પણ કુંચીઓમાં ન આવતાં ગણવાને અશક્તિ બતાવતા; એ કેટલું શોચનીય! રૂ. ૧૭॥એ મણ ઘી તો ॥ મણ ૪ શેરનું શું તે ગણી શકે, ને રૂ. ૧૦) એ મણ તેલ તો રૂ. ૧) નું કેટલું આવે એમાં છોકરાં ભૂલ કરે.

સમજ્યા વગર ગોખાવવું એ તો બિલકુલ નકામું છે, એવા પોપટિયા જ્ઞાનથી સ્મરણશક્તિ મંદ પડી જાય છે. સમજણ સાથે સ્મરણશક્તિ કેળવવી એજ લાભકારક છે. આ હેતુથી નવાં સુધારેલાં ધોરણોમાં લેખાં, ગુણોત્તરવડે શીખવવાનાં રાખેલ જણાય છે.

આ પુસ્તકમાં ગુણોત્તરવડે કુંચીઓ ઉત્પન્ન કરાવી તેથી થતા વ્યવહારોપયોગી દાખલાનાં મનોયત્નો આપેલાં છે. ધોરણમાં શીખવવાનાં ગુણોત્તરો અને તેના મનોયત્નના દાખલા ક્રમસર ગોઠવેલ છે. પ્રથમ સહેલાં, પછી સહેજ અઘરાં, ને છેવટે વધારે અઘરાં.

કુંચીઓ છોકરાંના મનમાં બરાબર ઠસે તેટલા સારૂ કુંચીઓના દાખલા સાથે; કુંચીમાં ન આવતા પણ જેમાં ત્રિરાશિનું તત્ત્વ રહેલું હોય એવા સાધારણ વ્યવહારના દાખલા પણ મનોયત્નમાં આપેલાછે.

ઘણી કુંચીઓ આપવી તે છોકરાંના મગજપર બોજારૂપ છે. મલા ગુણોત્તરવડે ગણાવવાથી બુદ્ધિ વિશેષ કેળવાય છે. સબબ આ તકમાં લેખાંના મુખ્ય નિયમોનીજ કુંચીઓ આપેલી છે, ને રચના ી કરવામાં આવી છે કે આગળ વધતાં વિદ્યાર્થીઓ દાખલા લખાવાની સાથેજ તેને બંધબેસ્તી કુંચીઓ તાત્કાલિક ઉત્પન્ન કરી શકે ી પદ્ધતિ બતાવવામાં આવી છે.

**શિક્ષકોને સૂચનાઃ**—૧. એક જાતના દાખલા પાકા બધાં છોકરાંને આવડયા વગર બીજી જાતના દાખલા શીખવવા નહિ, ૨. આરંભમાં દાખલા વસ્તુ સાથે અને પછી વસ્તુ વિનાના લેવા, ૩. એકની એક બાબત જુદે જુદે સ્વરૂપે પૂછવાથી તે બરાબર મનપર ઠસે છે. એથીજ આ પુસ્તકમાં મનોયત્નની અંદર દાખલા સુલટ-ઉલટ લીધેલા છે. ૧૮ રૂ. એ મણ ઘી તો રાા શેરનું શું ? બીજે સ્વરૂપે ૧૮ રૂ. નું મણ ઘી તો ૧૮ આનાનું કેટલું આવે ? લેખાંમાં છોકરાં મોએ યાદ રાખી શકે તેટલાંજ પગથીઆંના દાખલા આપવા, વળી જે ભાગમાં જે તોલમાપ ચાલતાં હોય તેનીજ કુંચીઓ આપેલી કુંચીઓમાંથી યાદ રખાવવી. આ પુસ્તકમાં આપ્યા સિવાયનાં બીજાં તોલમાપ જે સ્થળે ચાલતાં હોય, ત્યાંના મહેતા-જીઓએ તેને લગતી કુંચીઓ બનાવી લેવી, ૫. જેમજેમ વિદ્યાર્થી-ઓ આગળ શીખતા જાય, તેમતેમ તેમને પાછલી રીતનો ઉપયોગ કરવો પડે તેવા દાખલા પણ આપવા, ૬. એકજ દાખલો ઘણી રીતે થતો હોય, ત્યાં સર્વથી સહેલી રીત કઈ તે શિક્ષકે વિદ્યાર્થીઓને બતાવવી, ૭. ચાલાકીથી કામ કરાવવું. "પહેલો ગણી લાવે તે પહેલો એ જૂની રીતનો અનાદર કરવાનું કારણ નથી." શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વ પૃષ્ઠ ૧૭૫.

## છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

બીજી આવૃત્તિમાં બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીમાં મુખગણિત કેમ શીખવવું, તેની સૂચનાનાં ૬ પૃષ્ઠ વધાર્યાં હતાં. ઘણા શિક્ષકો તરફથી એ ભાગ મનોયત્ન સહ માગવામાં આવ્યો. આ સૂચના સ્વીકારી આ આવૃત્તિમાં એ ભાગ નવેસરથી ફરી લખવામાં આવ્યો છે. એમાં બતાવેલી રીતે કામ થશે તો બાળકોની વિચારશક્તિ સારી ખીલશે.

તથાસ્તુ.

નવું

# સરલ મુખગણિત.



## ખંડ ૧ લો. શિક્ષકો માટે.



### બાળવર્ગ.

આ ધોરણમાં "પદાર્થો વડે સો સુધીની સંખ્યાનું શિક્ષણ; ૧૦×૧૦ સુધીના આંક. પદાર્થો વડે ૧૦ સુધીની સંખ્યાઓના સરવાળા તથા બાદબાકી. લખોટાયંત્રનો ઉપયોગ કરવો. આંક બોલાવવા." શીખવવાનું છે, તેને માટે નીચેને ક્રમે કામ કરવું ઉચિત છે.

સૂચના:—(૧). સંખ્યાની બરાબર સમજણ પડવા સારૂ આરંભમાં જુદી જુદી વસ્તુઓ (લખોટા, કોડી, કાંકરા, મણકા, સળીઓ, વગેરે) સાથે સંબંધ જોડી તે શીખવવી.

(૨). પ્રથમ ગણતાં પછી લખતાં શીખવવું.

(૩). આંકની મોંપાટ સુલટી ને ઉલટી લેવરાવવી. આથી સરવાળા બાદબાકી સહેલથી કરી શકશે. સુલટી મોંપાટ સરવાળામાં ને ઉલટી મોંપાટ બાદબાકીમાં કામ લાગશે.

(૪). પદાર્થોવડે ૧૦૦ સુધીની સંખ્યામાં પ્રથમ ૧, પછી ૨, પછી ૩, એમ ક્રમે ક્રમે ૧૦ સુધી ઉમેરતાં ને બાદ કરતાં શીખવવું.

(૫). પદાર્થો વડે બાદબાકી શીખવો, તેની સાથે સરવાળો પણ પૂછો. જેમ, ૧૧ કેરીમાંથી ૧ કેરી કાઢી લઈએ તો ૧૦ કેરી રહે, ને ૧૦ કેરીમાં ૧ કેરી નાંખીએ તો ૧૧ કેરી થાય; ૧૨ કેરીમાંથી ૧ કેરી કાઢી લઈએ તો ૧૧ કેરી રહે, ને ૧૧ કેરીમાં ૧ કેરી નાંખીએ તો ૧૨ કેરી થાય; ઇત્યાદિ.

## દશ સુધી ગણતાં શીખવવા વિષે.

દરેક બાળકને દશ સળીઓ* આપવી, પછી તેમાંથી એક સળી સ્લેટ પર ઉભી રખાવી પૂછવું કે આ કેટલી સળી છે ? એક. પછી જેનો જવાબ છોકરાંના મોંમાંથી એક નીકળે, એવા સવાલ શિક્ષકે પૂછવા. જેમકે, તમારે મોં કેટલાં છે ? નાક કેટલાં છે ? માથાં કેટલાં છે ? જીભ કેટલી છે ? પેટ કેટલાં છે ? એક આંગળી ઉંચી કરો. આવા સવાલ પૂછીને એકનો વિચાર તેના મનમાં સારી પેઠે ઠસાવવો.

એક સળીમાં એક સળી ઉમેરીએ તો બે સળી થાય, એમ શીખવવું. એનો વિચાર પાકો ઠસાવવા સારૂ કેટલાક સવાલ ઉપર મુજબ પૂછવા. જેમકે, તમારે આંખો કેટલી છે ? કાન કેટલા છે ? હાથ કેટલા છે ? પગ કેટલા છે ? બે પેન આપો. બે આંગળીઓ ઉંચી કરો.

બે સળીમાં એક સળી ઉમેરીએ તો ત્રણ સળી થાય, એમ શીખવવું. પછી ઉપર મુજબ સવાલો પૂછવા. ત્રણ છોકરા ઉભા થાઓ, ત્રણ આંગળી ઉંચી કરો, ત્રણ લખોટા ગણો, મને ત્રણ કલમ આપો, વગેરે. આવી રીતે દશ સુધી ગણતાં શીખવો. પછી ક્રમવગર ૧૦ સુધીની હરકોઇ સંખ્યામાં ૧ ઉમેરતાં શીખવો.

---

* દીવાસળીની સળીઓ આ પાઠમાં સારી કામ લાગશે, પણ તે પર ચોપડેલ દવા કાઢી નાંખવી.

હવે આ દશ સળીમાંથી એક સળી ઉપાડી લઇએ તો કેટલી રહે ? નવ સળી રહે. નવ સળીમાંથી એક સળી લઈ લઉં તો શું બાકી રહે ? આઠ સળી. એમ એક સળીમાંથી એક સળી લઇ લઉં તો બાકી કાંઇ ન રહે ત્યાં સુધી શીખવો.

## દશ સુધી લખતાં શીખવવા વિષે.

પાટિયા પર એક ઉભો કાપો કાઢી પૂછીએ, આ કેટલા કાપા છે ? એક. બે કાપા કાઢી પૂછીએ, હવે ? બે. એમ દશ સુધી જુદા જુદા કાપા પાડી પૂછવું. પછી તેમને કહેવું કે આમ કાપા કાઢવાને ઘણી જગ્યા જોઈએ છે, તેમ લખતાં પણ વધારે વાર લાગે છે. માટે, ૧,૨,૩, ઇત્યાદિ લખવાને જુદા જુદા આંકડા છે તે હું તમને બતાવું છું એમ કહીને—

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| I | II | III | IIII | IIIII | IIIIII | IIIIIII | IIIIIIII | IIIIIIIII | IIIIIIIIII |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

એ પ્રમાણે કાપા નીચે આંકડા લખીને એકડો, બગડો, તગડો, એમ દશ સુધી નામ શીખવવાં.

અંક લખતાં શીખવવાને મૂળાક્ષરોનાં ચિહ્નોજ કામ લાગશે. બાળપોથીમાં બતાવ્યા પ્રમાણે અંકોના ભાગ પ્રથમ બાળકોને બતાવવા, ને તેવાં ચિહ્નો લઇ છોકરાંને અંક ગોઠવી બતાવવા. અને બાળકોને તેવાં ચિહ્નો આપી તેમની પાસે ગોઠવાવવા. ચિહ્નોથી અંક ગોઠવતાં આવડયા પછી સ્લેટ પર પેનથી અંકો લખાવવા. આંકડા ઘુંટાવવાનો રિવાજ ઉપયોગી છે, માટે તે ચાલુ રાખવો.

## ૧૧ થી ૨૦ સુધી ગણતાં લખતાં શીખવવા વિષે.

દરેક બાળકને વીશ સળીઓ આપો, અને તેમાં દશ સળીની એક જુડી બંધાવો. પછી દશ સળીની એક જુડીમાં પેલી છૂટી સળીઓ

એકેક ઉમેરાવીને કહેવું કે ૧૦ ને ૧=૧૧, ૧૦ ને ૨=૧૨, ૧૦ ને ૩=૧૩ એ પ્રમાણે ૨૦ સુધી ગણુતાં શીખવો. પછી ૨૦–૧=૧૯, ૧૯–૧=૧૮, ૧૮–૧=૧૭, એમ ૧૧–૧=૧૦, એમ એકેક બાદ કરતાં શીખવો. પછી ૧૧ થી ૨૦ સુધી લખતાં શીખવો.

૧૧ માં એક દશ સળીની જુડી છે માટે તેનો ૧ લખી તે ઉપર એક છૂટી સળીનો એકડો લખાય છે, એટલે એ એકડે ૧૧ લખાય છે. ૧૨ માં એક દશ સળીની જુડી છે માટે તેનો ૧ લખી તે ઉપર બે છૂટી સળીનો બગડો લખાય છે, એટલે એકડે બગડે ૧૨ લખાય છે. એમ ૨૦ સુધી લખતાં શીખવો. વીસમાં દશ દશ સળીની બે જુડી બંધાય છે, માટે તેનો બગડો લખી તે ઉપર છૂટી સળી રહેતી નથી, માટે તેનું ૦ લખાય છે, એટલે બગડે મીડે ૨૦ લખાયછે.

ટીપઃ—આ પ્રમાણે સો સુધી ગણુતાં ને લખતાં શીખવો, શરૂઆતમાં દશકના અંક એકમના અંકથી મોટે આંકડે લખાવવા, જેથી અંકની કિંમત બાળકના મન પર ઠસશે. આંકની પાટ સુલટ તથા ઉલટ લેવરાવવી.

## સળીઓથી પાડા શીખવવા વિષે.

પાડા શીખવતાં પહેલાં તે પાડાના સરવાળા, બાદબાકી સળીઓ વડે શીખવો. જેમકે—

| | |
|---|---|
| ૨+૨= ૪. | ૨૦–૨=૧૮. |
| ૪+૨= ૬. | ૧૮–૨=૧૬. |
| ૬+૨= ૮. | ૧૬–૨=૧૪. |
| ૮+૨=૧૦. | ૧૪–૨=૧૨. |
| ૧૦+૨=૧૨. | ૧૨–૨=૧૦. |
| ૧૨+૨=૧૪. | ૧૦–૨= ૮. |

| | |
|---|---|
| ૧૪+૨=૧૬. | ૮−૨= ૬. |
| ૧૬+૨=૧૮. | ૬−૨= ૪. |
| ૧૮+૨=૨૦. | ૪−૨= ૨. |
| | ૨−૨= ૦. |

પાડા લખતાં શીખવવા માટે નીચે મુજબ જમીનપર પાડા તૈયાર કરો ને લખતાં શીખવો.

| | | | |
|---|---|---|---|
| ॥ | ૧ | ૨ | ૨ |
| ॥ ॥ | ૨ | ૨ | ૪ |
| ॥ ॥ ॥ | ૩ | ૨ | ૬ |

બેના જથ્થાને દુ કહે છે. એકવાર દુ લઇએ તો બે થાય, માટે એક દુ દુ; બે વાર દુ લઇએ તો ચાર થાય, માટે બે દુ ચાર; ત્રણ વાર દુ લઈએ તો છ થાય, માટે ત્રણ દુ છ; વગેરે. આવી રીતે પાડા ગુણાકારના કોઠા છે તે સમજાવો.

---

## પદાર્થો વડે ૧૦ સુધીની સંખ્યાઓના સરવાળા બાદબાકી.

(૧). પદાર્થોવડે ૧૦૦ સુધીની સંખ્યામાં ૧૦ સુધીની સંખ્યા ઉમેરતાં ને બાદ કરતાં બરાબર આવડે તેને માટે આંકની મોંપાઠ લખોટાયંત્રના ઉપયોગવડે નીચે મુજબ લેવરાવવી.

૧ ને ૧ બે, ૨ ને ૧ ત્રણ, ૩ ને ૧ ચાર; ઇત્યાદિ. આમ બરાબર આવડયા પછી ઝડપથી ૧,૨,૩,૪, એમ ૧૦૦ સુધી ગણતાં શીખવવું.

૧૦ માંથી ૧ જાય વાંસે વધે ૯; ૯ માંથી ૧ જાય વાંસે વધે ૮; ૮ માંથી ૧ જાય વાંસે વધે ૭; આમ ૧ માંથી ૧ જાય વાંસે

વધે ૦ આમ બરાબર આવડયા પછી એકની બાદબાકી ૧૦પથી ૯,૮,૭,૬,૫,૪,૩,૨,૧ બોલતાં શીખવો.

આવી રીતે ૧૧,૨૧,૩૧,૪૧,૫૧,૬૧,૭૧,૮૧,૯૧ એકડાના પાડાની બાદબાકી લખોટાયંત્ર વડે શીખવો.

(૨). ૩૫ થી ૪૭, ૪૫ થી ૫૬, ૬૩ થી ૭૮; ૪૪ થી ૩૫, ૬૮ થી ૫૫, ૯૩ થી ૭૮ સુધી બોલી જાઓ. આવા પ્રશ્નો પૂછવાથી બાળકોના મનમાં સંખ્યાનો સુલટો અને ઉલટો ક્રમ બરાબર ઠસશે. એટલે ૧૦ સુધી, ગમે તે સંખ્યામાં ઉમેરી ને બાદ કરી શકશે. શરૂઆતમાં બાળકો આંગળાંના વેઢાનો ઉપયોગ કરશે તે કરવા દેવો, એમ કરતાં અટકાવવાની જરૂર નથી. ધીમે ધીમે એ ટેવ છોડાવવી.

(૩). **દશ સુધીના સરવાળાઃ**—૧+૧=૨; ૧+૨=૩; ૧+૩ =૪, ૨+૨=૪; ૧+૪=૫, ૨+૩=૫; ૧+૫=૬, ૨+૪=૬, ૩+૩=૬; ૧+૬=૭, ૨+૫=૭, ૩+૪=૭; ૧+૭=૮, ૨+૬=૮, ૩+૫=૮, ૪+૪ =૮; ૧+૮=૯, ૨+૭=૯, ૩+૬=૯, ૪+૫=૯; ૧+૯=૧૦, ૨+૮= ૧૦, ૩+૭=૧૦, ૪+૬=૧૦, ૫+૫=૧૦; આમ ૨,૩,૪,૫,૬,૭,૮,૯, ને ૧૦ ના સરવાળા કેટલી રીતે થાય તે પદાર્થોવડે બતાવી પાકા કરાવો.

બે રકમના સરવાળા કરવામાં મોટી સંખ્યામાં નાની સંખ્યા ઉમેરવાથી જે જવાબ આવે છે, તેજ જવાબ નાની સંખ્યામાં મોટી સંખ્યા ઉમેરવાથી આવે છે. જેમ, ૪+૨=૬ અને ૨+૪=૬. બાળકોને મોટી સંખ્યામાં નાની સંખ્યા ઉમેરવી સહેલી પડે છે, માટે નાની સંખ્યામાં મોટી સંખ્યા ઉમેરવી હોય ત્યારે મોટી સંખ્યામાં નાની સંખ્યા ઉમેરાવવી.

(૪). **દશ સુધીની બાદબાકીઃ**—૧–૧=૦; ૨–૧=૧; ૩–૧ =૨, ૩–૨=૧; ૪–૧=૩, ૪–૩=૧, ૪–૨=૨; ૫–૧=૪, ૫–૪=૧,

૫–૨=૩, ૫–૩=૨; ૬–૧=૫,–૬–૫=૧, ૬–૨=૪, ૬–૪=૨, ૬–૩ =૩; ૭–૧=૬, ૭–૬=૧, ૭–૨=૫, ૭–૫=૨, ૭–૩=૪, ૭–૪=૩; ૮–૭=૧, ૮–૭=૧, ૮–૨=૬, ૮–૬=૨, ૮–૩=૫, ૮–૫=૩, ૮–૪ =૪; ૯–૧=૮, ૯–૮=૧, ૯–૨=૭, ૯–૭=૨, ૯–૬=૩, ૯–૩=૬, ૯–૪=૫, ૯–૫=૪; ૧૦–૧=૯, ૧૦–૯=૧, ૧૦–૨=૮, ૧૦–૮=૨, ૧૦–૩=૭, ૧૦–૭=૩, ૧૦–૪=૬, ૧૦–૬=૪, ૧૦–૫=૫.

ઉપર મુજબ ૧ થી ૧૦ સુધીની સંખ્યામાંથી ૧ થી ૧૦ સુધીની સંખ્યામાંના જેટલા અંકો બાદ થઇ શકે તે પદાર્થો વડે ક્રમે બાદ કરાવો, પણ મોટી રકમમાંથી નાની રકમ બાદ કરાવ્યા પછી આવેલ બાદબાકી મોટી રકમમાંથી તરત બાદ કરાવો. જેમ, ૪–૧=૩, પછી ૪–૩=૧; ૫–૧=૪, ૫–૪=૧.

---

## પલાખાંના નમુના.

(૧). તગડે પાંચડે ? છગડે નવડે ? સાતડે છગડે ? નવડે સાતડે?

(૨). પાટિયા પર ૨૯, ૫૭, ૬૯, ૮૬ વગેરે લખી વંચાવો.

(૩). પાટિયા પર ૨૭, ૩૯, ૪૬, ૬૭, ૮૫, ૯૩ વગેરે લખાવો.

(૪). ૧૯, ૩૭, ૪૩, ૫૯, ૬૯, ૭૯, ૮૩, ૯૮ કેમ થાય ?

(૫). ૧૫ થી ૨૧, ૨૭ થી ૩૪, ૬૩ થી ૭૨, ૮૫ થી ૯૬ સુધી સવળી પાટ બોલો.

(૬). ૧૫ થી ૯, ૨૮ થી ૧૯, ૪૪ થી ૩૫, ૯૨ થી ૮૬ સુધી ઉંધી પાટ બોલો.

(૭). ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ દશકે કેટલા થાય?

(૮). ૩ દશક ને ૨, ૭ દશક ને ૬ મળી કેટલા થાય ?

(૯). ૫૬, ૬૨, ૭૯, ૯૫, માં દશક ને એકમ કેટલા?

(૧૦). ૫ માં ૨, ૯ માં ૩, ૧૫ માં ૪, ૨૨ માં ૫, ૬ માં ૩૬, ૭ માં ૪૮, ૮ માં ૭૪, ને ૯ માં ૮૫ ઉમેરો.

(૧૧). આપણી નિશાળમાં ૭૩ છોકરા છે, હવે ૫ છોકરા નવા આવે તો કેટલા થાય ?

(૧૨). ૭ માંથી ૩, ૨૫ માંથી ૪, ૩૭ માંથી ૫, ૪૩ માંથી ૬, ૫૪ માંથી ૭, ૬૩ માંથી ૮, અને ૯૩ માંથી ૯ બાદ કરો.

(૧૩). મારી પાસે ૩૪ દાડમ છે, તેમાંથી ૭ દાડમ એક છોકરાને આપ્યાં તો મારી પાસે કેટલાં બાકી રહ્યાં ?

(૧૪). નવ ચોક ? સાત છક ? આઠ નવાં ? પાંચ દાન ?

---

## પહેલું ધોરણ.

આ ધોરણમાં "આંક ૩૦×૧૦ સુધી. પાયાં, અરધાં, દોઢાં, અઢીઆં, ચલણી નાણાની માહીતી તથા નાણાંની ધાત, નિયમો અને કોષ્ટકો પદાર્થો વડે સમજાવવા. આંક બોલાવવા. પહેલા વર્ષ માટે મુકરર કરેલા આંક સંબંધી પ્રશ્નો આવે એવું સાદું મુખગણિત." શીખવવાનું છે.

### સળીઓવડે પાડા શીખવવા વિષે.

૧. પાડા શીખવવા શરૂ કરતાં પહેલાં સળીઓ વડે ૨૦૦ સુધી ગણતાં ને લખતાં શીખવો. જેમ, ૧૦૦ સળી+૧ સળી=૧૦૧ સળી, ૧૦૦ સળી+૨ સળી=૧૦૨ સળી, વગેરે. ૧૦૧ લખવામાં ૧૦૦ સળીની (૧૦ દશકની) એક જુડી છે માટે તેનો ૧, દશકની જુડી નથી માટે તેનું ૦, ને છૂટી સળી એક છે માટે તેનો ૧ એટલે ૧૦૧

આમ લખાય. ૨૦૦ લખવામાં સોની બે જુડીઓ થાય માટે તેનો ૨, ને દશકની જુડી ન રહે તેમ છૂટી સળી ન રહે, માટે તેનાં મીડાં લખાય; માટે ૨૦૦ આમ લખાય.

૨. પાડા શીખવતાં પહેલાં તે પાડાના સરવાળા બાદબાકી સળીઓ વડે શીખવો. જેમ—

૧૧+૧૧=(૧ દશક+૧) + (૧ દશક+૧) = (૨ દશક+૨) =૨૨.

૧૧+૧૧+૧૧=૨૨+૧૧ (૨ દશક+૨) + (૧ દશક + ૧) = (૩ દશક+૩)=૩૩.

૧૧+૧૧+૧૧+૧૧=૩૩+૧૧=(૩ દશક + ૩) + (૧ દશક + ૧) = (૪ દશક + ૪) = ૪૪.

ઇ૦ ઇ૦ ઇ૦.

૨૨−૧૧=(૨ દશક+૨)−(૧ દશક+૧)=(૧ દશક+૧)=૧૧.
૩૩−૧૧=(૩ દશક+૩)−(૧ દશક+૧)=(૨ દશક+૨)=૨૨.
૪૪−૧૧=(૪ દશક+૪)−(૧ દશક+૧)=(૩ દશક+૩)=૩૩.

ઇ૦ ઇ૦ ઇ૦.

૩. પાડા શીખવવા માટે નીચે મુજબ પાડા જમીન પર તૈયાર કરો ને લખતાં શીખવો.

||||||||| | ૧૧ ૧ ૧૧.

||||||||| |<br>||||||||| | } ૧૧ ૨ ૧૨.

||||||||| |<br>||||||||| |<br>||||||||| | } ૧૧ ૩ ૩૩.

ઇ૦ ઇ૦ ઇ૦.

૧૧ એક વાર લઇએ ૧૧ થાય. એકને પાડામાં એકું કહે છે, માટે અગીઆર એકું અગીઆર. ૧૧ બે વાર લઇએ તો ૨૨ થાય. એના જથ્થાને પાડામાં દુ કહે છે, માટે અગીઆર દુ બાવીશ, વગેરે. આવી રીતે પાડા ગુણાકારના કોઠા છે તે સમજાવો.

૪. આંકનાં પલાખાં સપાટાબંધ પૂછી જવાબ લેવા. જેમ, ૧૨ ×૭=? ૨૫×૫= ? કેટલાં છક=૫૪ ? કેટલાં અઠ્ઠાં=૧૦૪? ૧૨ ૪ ૪૮ એમાં ૧૨, ૪, ૪૮ શાને માટે છે ?

૫. સરખા કદનાં બટાટાં, લીંબુ કે કાગળ લઇ તેના ચાર સરખા ભાગ કરવા. દરેક કડકો પા બટાટું, લીંબુ કે કાગળ કહેવાય. પા લખવા માટે ૦ ને । એક પાણુ (૦।) લખાય છે. બે પા સાથે લઇએ તો અરધો થાય. અરધો લખવા માટે ૦ ને ।। બે પાણુ (૦।।) લખાય છે. ત્રણ પા સાથે લઇએ તો પોણો (એકમાં પા ઊણો ) થાય. પોણો લખવામાં ૦ ને ।।। ત્રણ પાણુ (૦।।।) લખાય છે. ચાર પા સાથે લઈએ તો ૧ આખો થાય. પાંચ પા સાથે લઇએ તો ચાર પા-નો એક આખો, ને ઉપર ૧ પા થાય, માટે સવા (પા સાથે એક) થાય. સવા લખવામાં ૧ ને । એક પાણુ ( ૧। ) લખાય છે. આ પ્રમાણે ૧।।, ૧।।।, ૨, ૨।, ૨।। ઇત્યાદિ સમજાવવા. પછી પાયાંનો પાડો લખતાં શીખવો. એમ ૧૦૦×૦।=૨૫ સુધી બરાબર સમજાવી લખતાં શીખવો.

પાયાંની માફક અરધાં, દોઢાં ને અઢીઆંના પાડા વસ્તુ સાથે બરાબર સમજાવી લખતાં શીખવવા. સઘળા પાડાની પાટ સુલટી તથા ઉલટી લેવરાવવી.

## ચલણી નાણાંની માહીતી.

**તાંબા નાણું:**—શિક્ષકે પ્રથમ છોકરાંને પાઈ, અરધો પૈસો,

પૈસો, ને ઢબુ બરાબર ઓળખતાં શીખવવાં. પછી કિંમતમાં પરસ્પર સંબંધ શીખવવો. ૩ પાઈ=પૈસો, બે અરધા પૈસા=પૈસો, ૨ પૈસા=ઢબુ.

નિકલ નાણું:—શિક્ષકે છોકરાંને આની બતાવવી તે ઓળખતાં શીખવવી. તેની કિંમત ૪ પૈસા છે. તે નિકલ ધાતુની બનાવેછે.

રૂપાનાણું:—શિક્ષકે પ્રથમ છોકરાંને બેઆની, પાવલી, અરધો, અને રૂપિયો ઓળખતાં શીખવવાં. પછી કિંમતમાં પરસ્પર સંબંધ શીખવવો. ૨ આની=૧ બેઆની, ૨ બેઆની=૧ પાવલી, ૨ પાવલી =૧ અરધો, ૨ અરધા=૧ રૂપિયો. ત્યાર પછી રૂપાનાણાનો તાંબા નાણા સાથે સંબંધ જોડવો. ૮ પૈસા=૧ બેઆની, ૬૪ પૈસા=૧ રૂપિયો, વગેરે સંબંધ શીખવવો.

સોનાનાણું:—છોકરાંને પૌંડ ( ગીની ) બતાવી કહેવું કે આનું નામ પૌંડ છે, તેની કિંમત ૧૫ રૂપિયા છે. પંદર રૂપિયાની ૧ મહોર અગાઉ ચાલતી.

નાણાંના ઢગલામાંથી જુદાં જુદાં નાણાં બાળકો પાસે શોધાવીને નાણાંની માહીતી પાકી કરાવવી.

## ચલણી નાણાંની ધાત.

૧॥ પાઈ=૧ અધેલો.
૩ પાઈ=૧ પૈસો (ο। આનો).
૬ પાઈ=૨ પૈસા ( ઢબુ, ο॥ આનો).
૯ પાઈ=૩ પૈસા (ο॥। આનો).
૧૨ પાઈ=૪ પૈસા (૧ આનો).
૪ પૈસા=૧ આનો (૧ આની).
૮ પૈસા=૨ આના (૧ બેઆની).
૧૬ પૈસા=૪ આના (૧ પાવલી).
૩૨ પૈસા=૮ આના (ο॥ રૂપિયો).
૬૪ પૈસા=૧૬ આના (૧ રૂપિયો).
રૂપિયા એકના અરધા ૨.
રૂપિયા એકની પાવલી ૪.
રૂપિયા એકની બેઆની ૮.
રૂપિયા એકની આની ૧૬.
રૂપિયા એકના ઢબુ ૩૨

| | |
|---|---|
| રૂપિયા એકના પૈસા ૬૪. | પાવલી એકના ઢબુ ૮. |
| રૂપિયા એકની પાઇ ૧૯૨. | પાવલી એકના પૈસા ૧૬. |
| અરધા એકની પાવલી ૨. | પાવલી એકની પાઇ ૪૮. |
| અરધા એકની બેઆની ૪. | બેઆની એકની આની ૨. |
| અરધા એકની આની આઠ. | બેઆની એકના ઢબુ ૪. |
| અરધા એકના ઢબુ ૧૬. | બેઆની એકના પૈસા ૮. |
| અરધા એકના પૈસા ૩૨. | બેઆની એકની પાઈ ૨૪. |
| અરધા એકની પાઇ ૯૬. | આની એકના ઢબુ ૨. |
| પાવલી એકની બેઆની ૨. | આની એકના પૈસા ૪. |
| પાવલી એકની આની ૪. | આની એકની પાઈ ૧૨. |

સૂચના:—(૧). ઢબુના પૈસા, પૈસાના અધેલા, આનીના ઢબુ, બેઆનીની આની, પાવલીની બેઆની, અરધાની પાવલી, રૂપિયાના અરધા; કે પૈસાના ઢબુ, અધેલાના પૈસા, ઢબુની આની, આનીની બે-આની, બેઆનીની પાવલી. પાવલીના, અરધા, અને અરધાના રૂપિયા કરવામાં દુના પાડાનો ઉપયોગ કરાવવો.

(૨). પૈસાની પાઇ કે પાઈના પૈસા કરાવવામાં તરીના પાડાનો ઉપયોગ કરાવવો.

(૩). આનીના પૈસા, બેઆનીના ઢબુ, પાવલીની આની, અર-ધાની બેઆની, અને રૂપિયાની પાવલી કરાવવામાં ચોકના પાડાનો ઉપયોગ કરાવવો.

(૪). ઢબુની પાઇ કે પાઈના ઢબુ કરાવવામાં છકના પાડાનો ઉપયોગમાં કરાવવો.

(૫). બેઆનીના પૈસા, પાવલીના ઢબુ, અરધાની આની, અને રૂપિયાની બેઆની કે તેથી ઉલટાં રૂપ કરાવવામાં અઠ્ઠાના પાડાનો ઉપયોગ કરાવવો.

(૬). આનાની પાઈ, કે પાઈના આના કરાવવામાં ૧૨ ના પાડાનો ઉપયોગ કરાવવો.

(૭). પૌંડ (ગીની) ના રૂપિયા કે રૂપિયાની ગીની કરાવવામાં ૧૫ ના પાડાનો ઉપયોગ કરાવવો.

(૮). પાવલીના પૈસા, અરધાના ઢબુ, અને રૂપિયાના આના કરાવવામાં કે તેથી ઉલટાં રૂપ કરાવવામાં ૧૬ ના પાડાનો ઉપયોગ કરાવવો.

(૯). બેઆનીની પાઈ કે પાઈની બેઆની કરાવવામાં ૨૪ ના પાડાનો ઉપયોગ કરાવવો.

---

## સરવાળા.

(૧). ૧, ૧૧, ૨૧, ૩૧, એમ દશ દશ ઉમેરી ૯૧ સુધી બોલો.
(૨). ૨, ૧૨, ૨૨, ૩૨, ,, ,, ૯૨ સુધી બોલો.
(૩). ૩, ૧૩, ૨૩, ૩૩, ,, ,, ૯૩ સુધી બોલો.
(૪). ૪, ૧૪, ૨૪, ૩૪, ,, ,, ૯૪ સુધી બોલો.
(૫). ૫, ૧૫, ૨૫, ૩૫, ,, ,, ૯૫ સુધી બોલો.
(૬). ૬, ૧૬, ૨૬, ૩૬, ,, ,, ૯૬ સુધી બોલો.
(૭). ૭, ૧૭, ૨૭, ૩૭, ,, ,, ૯૭ સુધી બોલો.
(૮). ૮, ૧૮, ૨૮, ૩૮, ,, ,, ૯૮ સુધી બોલો.
(૯). ૯, ૧૯, ૨૯, ૩૯, ,, ,, ૯૯ સુધી બોલો.
(૧૦). ૧૦, ૨૦, ૩૦, ૪૦, ,, ,, ૧૦૦ સુધી બોલો.
(૧૧). ૨, ૪, ૬, ૮ એમ બબ્બે ઉમેરતાં જઈ ૧૦૦ સુધી બોલો.
(૧૨). ૩, ૬, ૯, ૧૨ એમ ત્રણ ત્રણ ઉમેરતાં જઈ ૯૯ સુધી બોલો.
(૧૩). ૪, ૮, ૧૨, ૧૬ એમ ચચ્ચાર ઉમેરતાં જઈ ૧૦૦ સુધી બોલો.

(૧૪). ૫,૧૦,૧૫,૨૦ એમ પાંચ પાંચ ઉમેરતાં જઈ ૧૦૦ સુધી બોલો.
(૧૫). ૬,૧૨,૧૮,૨૪ એમ છછ ઉમેરતાં જઈ ૯૬ સુધી બોલો.
(૧૬). ૭,૧૪,૨૧,૨૮ એમ સાત સાત ઉમેરતાં જઈ ૯૮ સુધી બોલો.
(૧૭). ૮,૧૬,૨૪,૩૨ એમ આઠ આઠ ઉમેરતાં જઈ ૯૬ સુધી બોલો.
(૧૮). ૯,૧૮,૨૭,૩૬ એમ નવ નવ ઉમેરતાં જઈ ૯૯ સુધી બોલો.
(૧૯). ૧,૩,૫,૭,૯ એમ બબ્બે ઉમેરતાં જઈ ૯૯ સુધી બોલો.
(૨૦). ૩,૭,૧૧,૧૫ એમ ચચ્ચાર ઉમેરતાં જઈ ૯૯ સુધી બોલો.
(૨૧). ૫,૧૧,૧૭,૨૩ એમ છછ ઉમેરતાં જઈ ૯૫ સુધી બોલો.
(૨૨). ૭,૧૫,૨૩,૩૧ એમ આઠ આઠ ઉમેરતાં જઈ ૯૫ સુધી બોલો.
(૨૩). ૫,૧૪,૨૩,૩૨ એમ નવ નવ ઉમેરતાં જઈ ૯૫ સુધી બોલો.
(૨૪). ૪૪ ને ૫, ૫૬ ને ૬, ૬૩ ને ૮, ૭૫ ને ૯ કેટલા?

## બાદબાકી.

(૧). ૯૧,૮૧,૭૧,૬૧ એમ દશદશ બાદ કરી ૧ સુધી બોલો.
(૨). ૯૨,૮૨,૭૨,૬૨ „ „ ૨ સુધી બોલો.
(૩). ૯૩,૮૩,૭૩,૬૩ „ „ ૩ સુધી બોલો.
(૪). ૯૪,૮૪,૭૪,૬૪ „ „ ૪ સુધી બોલો.
(૫). ૯૫,૮૫,૭૫,૬૫ „ „ ૫ સુધી બોલો.
(૬). ૯૬,૮૬,૭૬,૬૬ „ „ ૬ સુધી બોલો.
(૭). ૯૭,૮૭,૭૭,૬૭ „ „ ૭ સુધી બોલો.
(૮). ૯૮,૮૮,૭૮,૬૮ „ „ ૮ સુધી બોલો.
(૯). ૯૯,૮૯,૭૯,૬૯ „ „ ૯ સુધી બોલો.
(૧૦). ૧૦૦,૯૦,૮૦,૭૦ „ „ ૧૦ સુધી બોલો.
(૧૧). ૧૦૦,૯૮,૯૬,૯૪ એમ બબ્બે બાદ કરી ૨ સુધી બોલો.

(૧૨). ૯૯,૯૬,૯૩,૯૦ એમ ત્રણ ત્રણ બાદ કરી ૩ સુધી બોલો.
(૧૩). ૧૦૦,૯૬,૯૨,૮૮ એમ ચચ્ચાર બાદ કરી ૪ સુધી બોલો.
(૧૪). ૧૦૦,૯૫,૯૦,૮૫ એમ પાંચ પાંચ બાદ કરી ૫ સુધી બોલો.
(૧૫). ૯૬,૯૦,૮૪,૭૮ એમ છછ બાદ કરી ૬ સુધી બોલો.
(૧૬). ૯૮,૯૧,૮૪,૭૭ એમ સાત સાત બાદ કરી ૭ સુધી બોલો.
(૧૭). ૯૬,૮૮,૮૦,૭૨ એમ આઠ આઠ બાદ કરી ૮ સુધી બોલો.
(૧૮). ૯૯,૯૦,૮૧,૭૨ એમ નવ નવ બાદ કરી ૯ સુધી બોલો.
(૧૯). ૭૮ માંથી આઠ આઠ ઓછા કરતાં ૬ સુધી બોલો.
(૨૦). ૪૩ માંથી ૫, ૫૩ માંથી ૬, ૬૨ માંથી ૮, ૯૩ માંથી ૯ બાદ કરો.
(૨૧). ૩૫ માં કેટલા ઉમેરીએ તો ૪૦,૪૧,૪૨,૪૩,૪૪,૪૫ થાય.
(૨૨). ૯ માં કેટલા ઉમેરીએ તો ૯૮ થાય. ( ૯૮–૯. )

## ગુણાકાર.

(૧). એક પૈસાની ૨ પેન તો ૬ પૈસાની કેટલી ?
(૨). ૭ માણસના હાથ કેટલા ?
(૩). ૮ ઢબુના પૈસા, ૪ રૂપિઆના અરધા, ને ૬ અરધાની પાવલી કેટલી ?
(૪). ૭ પૈસાની પાઇ કેટલી ?
(૫). ૬ આનીના પૈસા, ૪ રૂપિયાનાં પાવલાં, ને ૭ અરધાની બેઆની કેટલી ?
(૬). તમારા હાથપગનાં આંગળાં કેટલાં ?
(૭). એક પૈસાનાં ૬ જામફળ તો સાત પૈસાનાં કેટલાં ?
(૮). એ પાઇનાં ૭ બોર તો ૯ પાઇનાં બોર કેટલાં ?
(૯). ૮ બેઆનીના પૈસા, ને ૯ રૂપિયાની બેઆની કેટલી ?

(૧૦). નવ નવ છોકરાની ૮ હારો છે તો બધા મળી છોકરા કેટલા?
(૧૧). દશ દશ નવ વાર લઇએ તો કેટલા થાય?
(૧૨). ક્યા ક્યા આંકમાં ૧૮ આવે? ૯×૨=૧૮, ૬×૩=૧૮, ૩×૬ =૧૮, ૨×૯=૧૮.

### ભાગાકાર.

(૧). કેટલા તરી ૨૭? કેટલા છક ૫૪? કેટલા અઠ્ઠાં ૫૬?
(૨). ૫૬ માં સાત કેટલી વાર છે? ૮૧ માં ૯ કેટલી વાર છે?
(૩) બે છોકરાને ૧૦ કેરી આપવી હોય તો દરેકને કેટલી? (કેટલા દુ ૧૦?)
(૪). ૨૪ પાઈના પૈસા કેટલા? (કેટલા તરી ૨૪?)
(૫). ૩૬ પૈસાની આની કેટલી? (કેટલા ચોક ૩૬?)
(૬). પાંચ પાચ છોકરાની હાર કરીએ તો ૩૫ છોકરાની હાર કેટલી થાય? (કેટલા પંચાં ૩૫?)
(૭). ૬ પૈસાની ૪૨ કેરી તો ૧ પૈસાની કેટલી? (કેટલા છક ૪૨?)
(૮). ૭ પૈસાનાં ૬૩ પાન તો પૈસાનાં કેટલાં? (કેટલા સતાં ૬૩?)
(૯). ૬૪ બેઆનીના રૂપિયા કેટલા? (કેટલા અઠ્ઠાં ૬૪?)
(૧૦). નવ નવ પૈસાની ઢગલી કરીએ તો ૭૨ પૈસાની કેટલી ઢગલી થાય? (કેટલા નવાં ૭૨?)
(૧૧). ૭૦ સળીમાંથી દશ દશની જુડી બાંધીએ તો કેટલી થાય? (કેટલા દાન ૭૦?)

---

## ધોરણ બીજું.

આ ધોરણમાં "પોણા, સવાયા, અને અધોળ, નવટાંક, શેર તથા મણ" શીખવવાનું છે.

પહેલાં બે વર્ષ માટે મુકરર કરેલા આંક અને ધાતોને લગતા સવાલ આવે એવું મુખગણિત રાખેલ છે.

**પોણા:**—ત્રણ પા લેવાથી પોણો થાય. ૦ાા+૦ાા=૬ પા=૧ાા થાય. ૦ાા+૦ાા+૦ાા=૧ાા+૦ાા=૨ા થાય. શરૂઆતમાં વસ્તુ હાજર રાખી તેના ભાગ પાડી પોણાનો આંક સમજાવી લખતાં શીખવો.

**સવાયાં**—૧ ને ૦ા મળી ૧ા થાય. ૧ા+૧ા=૨+૦ાા=૨ાા થાય. ૧ા+૧ા+૧ા=૩+૦ાા=૩ાા થાય. શરૂઆતમાં વસ્તુ સાથે સવાનો આંક સમજાવી લખતાં શીખવો.

## શેરની ધાત.

**સાધન**—ત્રાજવાં; શેર, અચ્છેર, પાશેર, નવટાંક ને અધોળનાં કાટલાં; ૪૦ રૂપિયા.

પ્રથમ છોકરાંને એક શેર રેતી ( યા બીજી વસ્તુ ) જોખી બતાવવી. પછી બે વાર અચ્છેરે રેતી જોખી બતાવવી. બે વાર અચ્છેર જોખેલી રેતી ભેગી કરી જોખવાથી શેર રેતીની બરાબરજ થાય છે માટે શેરના અચ્છેરા બે. તેવીજ રીતે અચ્છેરના પાશેરા બે, પાશેરના નવટાંક બે, અને નવટાંકનાં અધોળ બે જોખીને છોકરાંની ખાત્રી કરી બતાવો.

એક છાબડામાં રૂપિયો ને બીજા છાબડામાં તેના જેટલી રેતી તોળાવો, તે રેતી એક રૂપિયાભાર અથવા એક તોલો કહેવાય. યાદ રાખજો કે રૂપિયો ને રૂપિયાભાર એક નથી. રૂપિયો એ ચલણી નાણું છે, અને રૂપિયાભાર એ વસ્તુનું વજન છે. રૂપિયાના વજન જેટલું જેનું વજન હોય તે રૂપિયાભાર કહેવાય.

તોળીને છોકરાંની ખાત્રી કરો કે અધોળ=૨ાા રૂપિયાભાર, નવટાંક=૫ રૂપિયાભાર, પાશેર=૧૦ રૂપિયાભાર, અચ્છેર=૨૦ રૂપિયાભાર, ને શેર=૪૦ રૂપિયાભાર.

(૧)

શેરના અચ્છેરા બે.
શેરના પાશેરા ચાર.
શેરનાં નવટાંકાં આઠ.
શેરનાં અધોળાં સોળ.
શેરના રૂપિયાભાર ચાળીશ.

(૨)

૪૦ રૂપિયાભારે એક શેર.
૧૬ અધોળે એક શેર.
૮ નવટાંકે એક શેર.
૪ પાશેરે એક શેર.
૨ અચ્છેરે એક શેર.

(૩)

શેરના રૂપિયાભાર ૪૦.
પોણા શેરના રૂપિયાભાર ૩૦.
અચ્છેરના રૂપિયાભાર ૨૦.
પાશેરના રૂપિયાભાર ૧૦.
નવટાંકના રૂપિયાભાર ૫.
અધોળના રૂપિયાભાર ૨॥.

(૪)

૨॥ રૂપિયાભાર ૧ અધોળ.
૫ રૂપિયાભાર ૧ નવટાંક.
૧૦ રૂપિયાભાર ૧ પાશેર.
૨૦ રૂપિયાભાર ૧ અચ્છેર.
૩૦ રૂપિયાભાર પોણોશેર.
૪૦ રૂપિયાભાર ૧ શેર.

(૫)

૧ શેરનાં અધોળ ૧૬.
૦॥। શેરનાં અધોળ ૧૨.
૦॥ શેરનાં અધોળ ૮.
૦। શેરનાં અધોળ ૪.
નવટાંકનાં અધોળ ૨.

(૬)

૨ અધોળે ૧ નવટાંક.
૪ અધોળે ૧ પાશેર.
૮ અધોળે ૧ અચ્છેર.
૧૨ અધોળે પોણોશેર.
૧૬ અધોળે એક શેર.

(૭)

૧ શેરનાં નવટાંક ૮.
૦॥। શેરનાં નવટાંક ૬.
૦॥ શેરનાં નવટાંક ૪.
૦। શેરનાં નવટાંક ૨.

(૮)

૨ નવટાંકે ૧ પાશેર.
૪ નવટાંકે ૧ અચ્છેર.
૬ નવટાંકે પોણોશેર.
૮ નવટાંકે એક શેર.

**ટીપઃ**—ઉપર મુજબ શેરની ધાત ઉલટસુલટ પાકી કરાવવી. બજારમાં ચાલતા જુના નવા પૈસા તોલમાં સરખા ન હોવાથી શેર સાથે પૈસાભારનો સંબંધ લીધો નથી. શેરના જુના પૈસાભાર ૭૨ છે ને નવા પૈસાભાર ૯૬ છે.

## મણની ધાત.

| | |
|---|---|
| મણનાં અધમણીઆં ૨. | ૧૦ શેરે ૦। મણ. |
| મણના દશશેરા (તોલાં) ૪. | ૨૦ શેરે ૦॥ મણ. |
| મણની પંચશેરી ૮. | ૩૦ શેરે ૦॥। મણ. |
| મણની અઢીશેરી ૧૬. | ૪૦ શેરે ૧ મણ. |
| મણની સવાશેરી ૩૨. | ૫૦ શેરે ૧। મણ. |
| મણના શેર ૪૦. | ૬૦ શેરે ૧॥ મણ. |
| ૦॥। મણના શેર ૩૦. | ૭૦ શેરે ૧॥। મણ. |
| ૦॥ મણના શેર ૨૦. | ૮૦ શેરે ૨ મણ. |
| ૦। મણના શેર ૧૦. | ૯૦ શેરે ૨। મણ. |
| | ૧૦૦ શેરે ૨॥ મણ. |

## સરવાળા.

(૧). ૯૧, ૧૦૧, ૧૧૧, ૧૨૧ એમ દશદશ ઉમેરી ૨૯૧ સુધી બોલો.
(૨). ૯૨, ૧૦૨, ૧૧૨, ૧૨૨ „ „ ૨૯૨ સુધી બોલો.
(૩). ૯૩, ૧૦૩, ૧૧૩, ૧૨૩ „ „ ૨૯૩ સુધી બોલો.
(૪). ૯૪, ૧૦૪, ૧૧૪, ૧૨૪ „ „ ૨૯૪ સુધી બોલો.
(૫). ૯૫, ૧૦૫, ૧૧૫, ૧૨૫ „ „ ૨૯૫ સુધી બોલો.
(૬). ૯૬, ૧૦૬, ૧૧૬, ૧૨૬ „ „ ૨૯૬ સુધી બોલો.
(૭). ૯૭, ૧૦૭, ૧૧૭, ૧૨૭ „ „ ૨૯૭ સુધી બોલો.

(૮). ૯૮, ૧૦૮, ૧૧૮, ૧૨૮ એમ દશદશ ઉમેરી ૨૯૮ સુધી બોલો.
(૯). ૯૯, ૧૦૯, ૧૧૯, ૧૨૯ „ „ ૨૯૯ સુધી બોલો.
(૧૦). ૧૦૦, ૧૧૦, ૧૨૦, ૧૩૦ „ „ ૩૦૦ સુધી બોલો.
(૧૧). ૧૨, ૨૪, ૩૬ એમ બાર બાર ઉમેરી ૧૨૦ સુધી બોલો.
(૧૨). ૧૫, ૩૦, ૪૫ એમ પંદર પંદર ઉમેરી ૧૫૦ સુધી બોલો.
(૧૩). ૧૬, ૩૨, ૪૮ એમ સોળ સોળ ઉમેરી ૧૬૦ સુધી બોલો.
(૧૪). ૨૦, ૪૦, ૬૦ એમ વીશ વીશ ઉમેરી ૩૦૦ સુધી બોલો.

૨૦+૨૦=૨ દશક+૨ દશક=૪ દશક=૪૦.

૨૨૦+૨૦=૨૨ દશક+૨ દશક=૨૪ દશક=૨૪૦

૨૦+૩૦+૫૦+૭૦=૨+૩+૫+૭=૧૭ દશક=૧૭૦.

(૧૫). ૨૪, ૪૮, ૭૨, એમ ચોવીશ ચોવીશ ઉમેરી ૨૬૪ સુધી બોલો.

૨૪૦+૨૪=૨૪ દશક+૨ દશક+૪=૨૬ દશક+૪=૨૬૪.

(૧૬). ૨૫=પા સો. ૨૫+૨૫=બે પા સો=અરધો સો=૫૦.

૨૫+૨૫+૨૫=ત્રણ પા સો=૦।।। સો=૭૫.

૨૫૦+૨૫=દશ પા સો+પા સો=૧૧ પા સો=૨।।। સો=૨૭૫.

૨૭૫+૨૫=૧૧ પા સો+પા સો=૧૨ પા સો=૩૦૦.

(૧૭). ૩૦, ૬૦, ૯૦ એમ ત્રીશ ત્રીશ ઉમેરીને ૩૦૦ સુધી બોલો.
(૧૮). ૦।, ૦।।, ૦।।। એમ પા પા ઉમેરીને ૨૫ સુધી બોલો.
(૧૯). ૦।।, ૧, ૧।। એમ અરધો અરધો ઉમેરીને ૫૦ સુધી બોલો.
(૨૦). ૧।।, ૩, ૪।। એમ દોઢ દોઢ ઉમેરીને ૧૫૦ સુધી બોલો.
(૨૧). ૨।।, ૫, ૭।। એમ અઢી અઢી ઉમેરીને ૨૫૦ સુધી બોલો.
(૨૨). ૧૭+૧૯=૧૭+૧૭+૨=૩૪+૨=૩૬ (૧૭ના પાડાનો ઉપયોગ).

૨૭+૨૯=૨૭+૨૭+૨=૫૪+૨=૫૬.

૨૩+૨૬=૨૩+૨૩+૩=૪૬+૩=૪૯.

(૨૩). ૩૦૦ સુધીમાં ૩૦ સુધીની સંખ્યા ઉમેરતાં શીખવવામાં પ્રથમ દશક ભેળવી પછી એકમ ભેળવાવવા. જેમ ૫૭ માં ૨૫ ઉમેરવા હોય તો ૫૭+૨૦=૭૭ અને ૭૭+૫=૮૨. ૧૩૮ માં ૨૭ ભેળવવા હોય તો ૧૩૮+૨૦=૧૫૮ અને ૧૫૮+૭=૧૬૫.

(૨૪). નીચેના દાખલામાંથી શિક્ષકે ધીમે ધીમે અકેક સંખ્યા બોલવી, અને વિદ્યાર્થીઓએ તેનો સરવાળો મનમાં કરી છેવટે જવાબ માંડવો.

૪+૫+૩+૬+૮+૭+૯.

૧૫+૧૨+૧૯+૧૩+૮+૧૬.

## બાદબાકી.

(૧). ૨૯૧, ૨૮૧, ૨૭૧ એમ દશ દશ બાદ કરી ૯૧ સુધી બોલો.

(૨). ૨૯૨, ૨૮૨, ૨૭૨ „ „ ૯૨ સુધી બોલો.

(૩). ૨૯૩, ૨૮૩, ૨૭૩ „ „ ૯૩ સુધી બોલો.

(૪). ૨૯૪, ૨૮૪, ૨૭૪ „ „ ૯૪ સુધી બોલો.

(૫). ૨૯૫, ૨૮૫, ૨૭૫ „ „ ૯૫ સુધી બોલો.

(૬). ૨૯૬, ૨૮૬, ૨૭૬ „ „ ૯૬ સુધી બોલો.

(૭). ૨૯૭, ૨૮૭, ૨૭૭ „ „ ૯૭ સુધી બોલો.

(૮). ૨૯૮, ૨૮૮, ૨૭૮ „ „ ૯૮ સુધી બોલો.

(૯). ૨૯૯, ૨૮૯, ૨૭૯ „ „ ૯૯ સુધી બોલો.

(૧૦). ૩૦૦, ૨૯૦, ૨૮૦ „ „ ૧૦૦ સુધી બોલો.

(૧૧). ૧૪૦, ૧૨૬, ૧૧૨ એમ ચૌદ ચૌદ બાદ કરી ૧૪ સુધી બોલો.

(૧૨). ૩૦૦, ૨૭૦, ૨૪૦ એમ ત્રીશ ત્રીશ બાદ કરી ૩૦ સુધી બોલો.

૩૦૦−૩૦=૩૦−૩=૨૭ દશક=૨૭૦.

૨૫૦−૨૦−૩૦−૫૦=૨૫−૨−૩−૫=૧૫ દશક=૧૫૦.

(૧૩). ૨૫, ૨૪॥।, ૨૪॥ એમ ૦।, ૦। બાદ કરી ૦। સુધી બોલો.

(૧૪). ૫૦, ૪૯॥, ૪૯ એમ ૦॥, ૦॥ બાદ કરી ૦॥ સુધી બોલો.

(૧૫). ૧૫૦, ૧૪૮॥, ૧૪૭ એમ ૧॥, ૧॥ બાદ કરી ૧॥ સુધી બોલો.

(૧૬). ૨૫૦, ૨૪૭॥, ૨૪૫ એમ ૨॥, ૨॥ બાદ કરી ૨॥ સુધી બોલો.

(૧૭). ૯૭ માંથી ૯૧ બાદ કરો. ( ૯૧ માં કેટલા નાંખવાથી ૯૭ થાય ? )

(૧૮). ૧૨૫ માંથી ૧૧૮ બાદ કરો. ( ૧૧૮ માં કેટલા નાંખવાથી ૧૨૫ થાય ? )

(૧૯). ૩૦૦ સુધીમાંથી ૩૦ સુધીની સંખ્યા બાદ કરવામાં પ્રથમ દશક બાદ કરાવી પછી એકમ બાદ કરાવવા.

૭૯ માંથી ૨૬ બાદ કરવા હોય તો ૭૯–૨૦=૫૯ અને ૫૯–૬=૫૩. અથવા ( ૨૬×૩+૧ )–૨૬=૨૬×૨+૧=૫૩.

૨૫૪ માંથી ૨૯ બાદ કરવા હોય તો ૨૫૪–૨૦=૨૩૪, અને ૨૩૪–૯=૨૨૫ અથવા ૨૫૪–૩૦=૨૨૪, અને ૨૨૪+૧= ૨૨૫ ( રીતનું કારણ સમજાવવું ).

(૨૦). નીચેના દાખલામાંથી શિક્ષકે ધીમે ધીમે અકેક સંખ્યા બોલવી, અને વિદ્યાર્થીઓએ મનમાં તેની બાદબાકી કરી છેવટે જવાબ માંડવો.

૩૫–૨–૪–૭–૮.

૯૭–૧૦–૧૨–૧૫–૨૦.

૧૧૫–૬+૧૨–૮–૩૦.

## ગુણાકાર.

(૧). એક રૂપિયાના ૧૯ ખડીઆ તો ૭ રૂપિયાના કેટલા ?

(૨). એક ગાયના ૨૬ રૂપિયા તો તેની ૯ ગાયનું શું ?

(૩). ૨૭ આઠ વાર લઇએ તો કેટલા થાય ?

(૪). એક આનાની ૦। શેર સાકર તો ૬૫ આનાની કેટલી ?
(૫). એક પૈસાની ૦॥ શેર મોગરી તો ૮૯ પૈસાની કેટલી ?
(૬). એક મણ બાજરાનો ૨॥ રૂપિયો તો ૪૩ મણનું શું ?
(૭). એક ખુરસીના ૨॥ રૂપિયા તો તેવી ૪૫ ખુરસીનું શું ?
(૮). ૯ આનાની પાઈ કેટલી ?
(૯). ૦।, ૦॥, ૧॥ ને ૨॥ આનાની પાઈ કેટલી ?
(૧૦). ૭ રૂ. ના આના, ૫ પાવલીના પૈસા, ને ૯ અડધાના ઢબુ કેટલા ?
(૧૧). ૦।, ૦॥, ૧॥, ૨॥ રૂપિયાની બેઆની કેટલી ?
(૧૨). ૦॥, ૧॥ ને ૨॥ આનાના પૈસા કેટલા ?
(૧૩). ૦॥, ૧॥, ૨॥ ગીનીના રૂપિયા કેટલા ? ૪૭ અરધા ને ૭૫ પાવલાંના રૂપિયા કેટલા ?
(૧૪). ૮ બેઆનીની પાઈ કેટલી ?
(૧૫). પલાખાંમાં ૧૨૦ કેટલી રીતે આવે ?
૧૨×૧૦, ૧૫×૮, ૨૦×૬, ૨૪×૫, ૩૦×૪, ૮૦×૧॥, ૪૮×૨॥, ૯૬×૧।.

## ભાગાકાર.

(૧). કેટલાં સત્તાં ૯૮ ? કેટલા અઠ્ઠાં ૨૨૪ ? કેટલા પા ૧૬। ? કેટલા અર્ધે ૪૯॥ ? કેટલા દોઢું ૯૭॥ ? કેટલા અઢીકું ૨૧૨॥ ?
(૨). ૨૧ માં ૨૭, ૬। માં ૦।, ૨૧॥ માં ૦॥, ૯૪॥ માં ૧॥ ને ૧૧૨॥ માં ૨॥ કેટલી વાર છે ?
(૩). ૧૬૧ કેરી ૭ છોકરાને સરખે ભાગે વહેંચો. (કેટલા સત્તાં ૧૬૧ ?)
(૪). ૧૯ પૈસાનાં ૧૭૧ પાન તો પૈસાનાં કેટલાં ?
(૫). ૨૩ રૂપિયાની એક ગાય મળે છે તો ૧૮૪ રૂપિયાની કેટલી આવે ?

(૬). ૧૧। રૂપિયા છે. દરેકને ૦। રૂપિઓ આપીએ તો કેટલાને અપાય?
(૭). એક ચોપડીનો ૦॥ રૂ. તો ૪૦ રૂ.ની કેટલી ચોપડી આવે ?
(૮). મણ બાજરીનો ૧॥ રૂપિયો તો ૬૪॥ રૂપિયાની કેટલા મણ ?
(૯). ૨॥ રૂ.નું એક ફાનસ મળે છે તો ૯૫ રૂપિયાનાં કેટલાં ?
(૧૦). ૧૦૮ પાઇના આના, ૧૨૮ આનાના રૂ. ને ૧૦૫ રૂપિયાની ગીની કેટલી ?

---

## ધોરણ ત્રીજું.

આ ધોરણમાં તોલ માપ, લુગડાનાં માપ, ભરતલનાં માપ, અને વખતનાં સ્થાનિક કોષ્ટકો શીખવવાનાં છે; અને પહેલાં ત્રણ વર્ષમાં શીખી ગયેલા આંક અને કોષ્ટકોનો ઉપયોગ થાય એવું મુખગણિત રાખેલ છે.

**હિસાબમાં ગણાતું નાણાનું કોષ્ટક.**

૧૬ વીસવાસી=૧ બદામ.
૧૬ બદામ = ૧ દોકડો.
૧૦૦ દોકડા = ૧ રૂપિયો.

૧ પૈસો = ૨૫ બદામ.
૧ આનો = ૧૦૦ બદામ.
૧ રૂપિયો=૧૬૦૦ બદામ.

૧ દોકડો = ૧૦૦ ફોકડા.
૧ આનો=૧૬ ઉપઆના.
૧ આનો = ૬। દોકડા.

**તોલમાપ.**

૫ મણ = ૧ કોથળો.
૭ મણ = ૧ નાનો હારો.
૧૨ મણ= ૧ માણી.
૧૬ મણ = ૧ કળશી.
૨૦ મણ = ૧ ખાંડી.
૨૧ મણ = ૧ મોટો હારો.
૨૪ મણ = ૧ ભાર.
૩૦ મણ = ૧ ગાલ્લી.
૩૨ મણ = ૧ બેડીઉં.
૪૦ મણ = ૧ નાનો મુંડો.
૧૦૦ મણ = ૧ મોટો મુંડો.

૨ તથા કપાસ તોળવાનું કોષ્ટક.

૪૮ શેર = ૧ ધડી.
૨૦ ધડી = ૧ ભાર.

સોના રૂપાનું તોલ.

૬ ચોખાભાર = ૧ રતી.
૪ મગભાર = ૧ રતી.
૩ રતી = ૧ વાલ.
૧૬ વાલ = ૧ ગદિયાણો.
૨ ગદિયાણા = ૧ તોલો.

લુગડાંનાં માપ.

૨૦ તસુ = ૧ હાથ.
૨૪ તસુ = ૧ ગજ.
૧॥ ગજ = ૧ વાર.

ભરતલનાં માપ.

૨૦ ચોરસકાઠી= ૧ વસો.
૨૦ વસા = ૧ વીઘો.

---

૮ આડાજવ = ૧ આંગળ.
૪ આંગળ = ૧ મુઠી.
૩ મુઠી = ૧ વેંત.
૨ વેંત = ૧ હાથ.
૪ હાથ= ૧ દંડ.
૨૦૦૦ દંડ = ૧ ગાઉ.
૪ ગાઉ = ૧ જોજન.

વખતનું દેશી કોષ્ટક.

૬૦ વિપળ = ૧ પળ.
૬૦ પળ = ૧ ધડી.
૬૦ ધડી = ૧ રાત્રીદિવસ.
૩૦ દિવસ = ૧ મહિનો.
૧૨ મહિના = ૧ વર્ષ.
૩૬૦ દિવસ = ૧ વર્ષ.
૩૫૪ દિવસ = ૧ ચાંદ્રવર્ષ.

---

૨॥ ધડી = ૧ કલાક.
૭॥ ધડી = ૧ પહોર.
૮ પહોર = ૧ રાત્રીદિવસ.
૭ દિવસ = ૧ અઠવાડીઉં.
૨ અઠવાડીઆં=૧ પખવાડીઉં
૨ પખવાડીઆં = ૧ માસ.

વખતનું અંગ્રેજી કોષ્ટક.

૬૦ સેકંડ = ૧ મિનિટ.
૬૦ મિનિટ= ૧ કલાક.
૨૪ કલાક = ૧ દિવસ.
૩૬૫ દિવસ = ૧ સૌરવર્ષ.

| ગણુતરી. | કાગળ લેવામાં. |
|---|---|
| ૨૦ નંગ = ૧ કોડી. | ૨૪ તાવ = ૧ ધા (દસ્તો.) |
| ૧૦૦ નંગ = ૧ સેંકડો. | ૨૦ ધા = ૧ રીમ. |
| ૧૦ સેંકડા= ૧ હજાર. | ૧૦ રીમ = ૧ ગાંસડી. |

**સાત વાર**—રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ.

**બાર મહિના**—કારતક, માગશર, પોષ, માહ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાડ, શ્રાવણ, ભાદરવો, આસો.

**પંદર તિથિઓ**—પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ, આઠમ, નોમ, દશમ, અગિયારશ, બારશ, તેરશ, ચૌદશ, પુનેમ.

અજવાળીઆને શુદ પખવાડીઉં, ને અંધારીઆને વદ પખવાડીઉં કહે છે.

## સરવાળા.

(૧). ૨૪૫+૧૦૦, ૯૨૫+૪૦૦, ૮૦૦+૭૫૬, ૨૨૫+૩૦૦+૪૦૦ બરાબર કેટલા થાય ? ( શતકમાં શતક ભેળવાવવા ).

(૨). ત્રણ અંકની સંખ્યામાં બે અંકની સંખ્યા ઉમેરવી હોય તો પ્રથમ દશક ભેળવી પછી એકમ ભેળવાવવા.

૩૫૩+૭૫=૩૫૩+૭૦=૪૨૩ અને ૪૨૩+૫=૪૨૮.

૬૭૩+૬૭=૬૭૩+૬૦=૭૩૩ અને ૭૩૩+૭=૭૪૦.

૭૨૬+૯૮=૭૨૬+૯૦=૮૧૬ અને ૮૧૬+૮=૮૨૪.

(૩). ત્રણ અંકની સંખ્યામાં દશક કરતાં થોડી કમી હોય એવી સંખ્યા ઉમેરવી હોય તો પ્રથમ પૂરા દશક ભેળવી, દશકથી કમી સંખ્યા બાદ કરવી.

૩૨૩ માં ૫૯ ભેળવવા હોય તો ૩૨૩+૬૦=૩૮૩ અને ૩૮૩ −૧=૩૮૨.

૭૫૬ માં ૭૭ મેળવવા હોય તો ૭૫૬+૮૦= ૮૩૬ અને ૭૩૬ −૩=૮૩૩.

૫૬૮ માં ૮૬ મેળવવા હોય તો ૫૬૮+૯૦=૬૫૮ અને ૬૫૮ −૪=૬૫૪.

(૪). ૧૧૧ એવી એવી સાત રકમોનો સરવાળો કરો.

(૫). ૨૨૨ એવી ચાર રકમોનો સરવાળો કરો.

(૬). ૩૩૩ એવી ત્રણ રકમોનો સરવાળો કરો.

(૭). ૦ાાા, ૧ાા, ૨ા એમ પોણો પોણો ઉમેરી ૭૫ સુધી બોલો.

(૮). ૧ા, ૨ાા, ૩ાાા એમ સવા સવા ઉમેરી ૧૨૫ સુધી બોલો.

(૯). ૨ શેર લોટ, ૦ાા શેર ગોળ, ૦ાાા શેર ઘી, ૧ નવટાંક તેલ મળી કુલ વજન કેટલું ?

(૧૦). એક વેપારીએ દશશેરાથી નવ વખત બાજરો જોખ્યો તો તે કેટલા મણ થયો ?

## બાદબાકી.

(૧). ૯૨૮ માંથી ૧૦૦, ૪૪૩ માંથી ૨૦૦, ૯૩૭ માંથી ૭૦૦ બાદ કરો. ( શતકમાંથી શતક બાદ કરાવવા. )।

(૨). ત્રણ અંકની સંખ્યામાંથી બે અંકની સંખ્યા બાદ કરવી હોય તો પ્રથમ દશક બાદ કરાવી પછી એકમ બાદ કરાવવા.

૩૨૮−૯૫=૩૨૮−૯૦=૨૩૮, અને ૨૩૮−૫=૨૩૩.

૪૬૭−૫૮=૪૬૭−૫૦=૪૧૭, અને ૪૧૭−૮=૪૦૯.

૯૪૪−૮૬=૯૪૪−૮૦=૮૬૪, અને ૮૬૪−૬=૮૫૮.

(૩). ત્રણ અંકની સંખ્યામાંથી દશક કરતાં થોડી કમી હોય એવી સંખ્યા બાદ કરવી હોય તો પ્રથમ પૂરા દશક બાદ કરાવી પછી કમી સંખ્યા ઉમેરાવવી.

૪૨૫−૩૮=૪૨૫−૪૦=૩૮૫ અને ૩૮૫+૨=૩૮૭.

૬૧૮−૫૭=૬૧૮−૬૦=૫૫૮ અને ૫૫૮+૩=૫૬૧.

૯૪૩−૭૬=૯૪૩−૮૦=૮૬૩ અને ૮૬૩+૪=૮૬૭.

(૪). ૬૬૬ માંથી ૪૪૪, ૮૮૮ માંથી ૬૬૬, ૯૯૯ માંથી ૭૭૭ બાદ કરો.

(૫). ૩૩૩ માં કેટલા ઉમેરીએ તો ૯૯૯ થાય. પોણોસોમાં કેટલા ઉમેરીએ તો પોણી સો ( ૯૯॥। ) થાય.

(૬). ૭૫, ૭૪।, ૭૩॥ એમ પોણો પોણો બાદ કરી ૦॥। સુધી બોલો.

(૭). ૧૨૫, ૧૨૩॥।, ૧૨૨॥ એમ સવા સવા બાદ કરી ૧૬ સુધી બોલો.

(૮). બરણીમાં સવા પાંચ શેર ઘી હતું, તેમાંથી ૫૦ રૂપિયાભાર ઢોળાઈ ગયું તો કેટલા શેર બાકી રહ્યું ?

(૯). ૨॥। શેરમાંથી ૮ અધોળ જાય તો કેટલા શેર બાકી રહે ?

(૧૦). ૧॥। મણમાંથી ૬૦ શેર જાય તો બાકી કેટલા મણ રહે ?

(૧૧). ૩। મણ ૫ શેરમાં કેટલું ઉમેરીએ તો ૪ મણ થાય.

## ગુણાકાર.

(૧). બે અંકની સંખ્યાને પૂરા દશકે ગુણવું હોય, તો દશકના અંકે ગુણી તે પર એક મીંડું ચઢાવવું.

૨૯×૬૦=૨૯×૬ દશક=૧૭૪ દશક=૧૭૪૦.

(૨). બે અંકની સંખ્યાને ૫ ( ૦॥ દશક ) ને ૧૫ ( ૧॥ દશક ) એ ગુણવા હોય, તો તે સંખ્યાને ૦॥ ને ૧॥ એ ગુણતાં આવે તેટલા દશક સમજવા.

૯૫× ૫=૯૫×૦॥ દશક=૪૭॥ દશક=૪૭૫.

૪૭×૧૫=૪૭×૧॥ દશક=૭૦॥ દશક=૭૦૫.

(૩). બે અંકની સંખ્યાને પૂરા શતકે ગુણવું હોય તો શતકના અંકે ગુણી તે પર બે મીડાં ચઢાવવાં.

૩૭×૯૦૦=૩૭×૯ શતક=૩૩૩ શતક=૩૩૩૦૦.

(૪). બે અંકની સંખ્યાને ૨૫ (પા સો), ૫૦ (૦॥ સો), ૭૫ (૦॥। સો), ૧૨૫ (૧। સો), ૧૫૦ (૧॥ સો), અને ૨૫૦ (૨॥ સો)એ ગુણવા હોય, તો તે સંખ્યાને ૦।,૦॥,૦॥।,૧।, ૧॥ અને ૨॥એ ગુણતાં આવે તેટલા સો સમજવા.

૭૩×૨૫=૭૩×૦। સો=૧૮। સો=૧૮૨૫.

૮૫×૫૦=૮૫×૦॥ સો=૪૨॥ સો=૪૨૫૦.

૬૭×૭૫=૬૭×૦॥। સો=૫૦। સો=૫૦૨૫.

૯૪×૧૨૫=૯૪×૧। સો=૧૧૭॥ સો=૧૧૭૫૦

૪૫×૧૫૦=૪૫×૧॥ સો=૬૭॥ સો=૬૭૫૦.

૬૪×૨૫૦=૬૪×૨॥ સો=૧૬૦ સો=૧૬૦૦૦.

(૫). ૩૭×૪૯=(૩૭×૫૦)−(૩૭×૧)=૧૮૫૦−૩૭=૧૮૧૩.

૫૭×૬૧=(૫૭×૬૦)+(૫૭×૧)=૩૪૨૦+૫૭=૩૪૭૭.

૯૯॥।×૩૩=(૧૦૦×૩૩)૩−(૦।×૩૩)=૩૩૦૦−૮।=૩૨૯૧॥।

(૬). ૩૨૫×૭=૩। સો×૭=૨૨॥। સો=૨૨૭૫.

૭૫૦×૮=૭॥ સો×૮=૬૦ સો=૬૦૦૦.

૯૭૫×૬=૯॥। સો×૬=૫૮॥ સો=૫૮૫૦.

(૭). કોઇ સંખ્યાને ૦। એ ગુણવા હોય તો તે સંખ્યાને ચારે ભાગવા.

૮૩×૦।=૮૩÷૪=૨૦॥। (શેષ વધે તેટલાં પાવલાં).

૧૨૫×૦।=૧૨૫÷૪=૩૧।.

(૮). કોઈ સંખ્યાને ૦॥ એ ગુણવા હોય તો બેએ ભાગવા.

૭૨×૦॥=૭૨÷૨=૩૬.

૧૨૩×૦॥=૧૨૩÷૨=૬૧॥ (શેષ વધે તેટલા અરધા).

(૯). કોઇ સંખ્યાને ૦॥। એ ગુણવા હોય તો ત્રણે ગુણી ચારે ભાગવા.

૭૩×૦॥।=૭૩×૩÷૪=૫૪॥। (શેષ વધે તેટલાં પાવલાં).

(૧૦). ૨॥ શેરના અચ્છેર, ૫ અચ્છેરના પાશેર, ૩ પાશેરનાં નવ-ટાંક, અને ૭ નવટાંકનાં અધોળ કરો.

(૧૧). ૫ શેરના પાશેર, ૬ અચ્છેરનાં નવટાંક, અને ૧૫ પાશેરનાં અધોળ કરો.

(૧૨). ૩ શેરનાં નવટાંક, અને ૬ અચ્છેરનાં અધોળ કરો.

(૧૩). ૩ શેર, ૬ અચ્છેર, ૧૩ પાશેર, ૧૩ નવટાંક, ને ૧૫ અધો-ળના રૂા. ભાર કરો.

(૧૪). ૦।,૦॥,૦॥।,૧।,૧॥,૨॥ ને ૪ મણના શેર કરો.

(૧૫.) ૭ મણની સવાશેરી, અઢીશેરી, પાંચશેરી, દશશેરી, ને અધ-મણીઆં કરો.

## ભાગાકાર.

(૧). કેટલા પોણાં ૪૪।? કેટલા સવા ૯૩॥।?

(૨). ૩૩ માં ૦॥।, ૬૮। માં ૦॥।, ૬૮॥। માં ૧।, ને ૧૨૦ માં ૧। કેટલી વાર છે?

(૩). કોઈ સંખ્યાને ૦। એ ભાગવા હોય, તો તે સંખ્યાને ચારે ગુણવા.

૧૨÷૦।=૧૨×૪=૪૮, અથવા ( કેટલા પા ૧૨ ? )

(૪). કોઈ સંખ્યાને ૦॥ એ ભાગવા હોય, તો તે સંખ્યાનેએએ ગુણવા.

૮÷૦॥=૮×૨=૧૬, અથવા ( કેટલાં અરધા ૮ ? )

(૫). કોઈ સંખ્યાને ૦॥। એ ભાગવા હોય, તો તે સંખ્યાને ચારે ગુણી ત્રણે ભાગવા.

૯÷૦॥।=૯×૪÷૩=૧૨, અથવા ( કેટલાં પોણાં નવ ? )

(૬). બે ત્રણ અંકની સંખ્યાને પૂરા દશકે ભાગવા હોય, તો

ભાજ્યમાંથી એકમને અંક કાપી નાંખી બાકીના ભાજ્યને મીંડા વગરના ભાજકે ભાગવા, ને શેષ પર ભાજ્યનો કાપી નાંખેલો અંક ચઢાવવો.

૬૩÷૩૦=૬÷૩=૩ ભાગાકાર ને શેષ ૩.

૯૫÷૪૦=૯÷૪=૨ ભાગાકાર ને શેષ ૧૫.

૭૮૯÷૮૦=૭૮÷૮=૯ ભાગાકાર ને શેષ ૬૯.

(૭). ત્રણ અંકની સંખ્યાને પૂરા શતકે ભાગવા હોય તો ભાજ્યના દશક એકમના અંક કાપી નાંખી બાકીના ભાજ્યને મીંડા વગરના ભાજકે ભાગવા, ને શેષ પર ભાજ્યના કાપી નાંખેલા અંક ચઢાવવા.

૭૮૮÷૨૦૦=૭÷૨=૩ ભાગાકાર ને શેષ ૧૮૮.

(૮). ૧૨ અધોળનાં નવટાંક, ૧૪ નવટાંકના પાશેર, ૧૮ પાશેરના અચ્છેર, અને ૩૮ અચ્છેરના શેર કરો.

(૯). ૧૬ અધોળના પાશેર, ૩૨ નવટાંકના અચ્છેર, અને ૯૬ પાશેરન શેર કરો.

(૧૦). ૯૬ અધોળના અચ્છેર, અને ૭૨ નવટાંકના શેર કરો.

(૧૧). ૮૦, ૧૧૨ ને ૧૪૪ અધોળના શેર કરો.

(૧૨). ૮૦ રૂપિયાભારનાં અધોળ (કેટલા અઢીઆં ૮૦ ?), ૯૫ રૂ. ભારનાં નવટાંક, ૩૦૦ રૂ. ભારના પાશેર, ૬૦૦ રૂ. ભારના અચ્છેર, અને ૮૦૦ રૂ. ભારના શેર કેટલા ?

(૧૩). ૬ અધમણીઆંના મણ, ૧૨ દશશેરાનાં અધમણીઆં, ૧૬ પાંચશેરીના દશશેરા, ૨૨ અઢીશેરીની પાંચશેરી, અને ૨૮ સવાશેરીની અઢીશેરી કેટલી ?

(૧૪). ૧૬ દશશેરાના મણ, ૨૦ પાંચશેરીનાં અધમણીઆં, ૨૪ અ-ઢીશેરીના દશશેરા, ને ૨૮ સવાશેરીની પાંચશેરી કેટલી ?

(૧૫). ૨૪ પાંચશેરીના મણ, ૪૮ અઢીશેરીનાં અધમણીઆં, ને ૩૨ સવાશેરીના દશશેરા કેટલા ?

(૧૬). ૩૨ અઢીશેરીના મણ, ને ૪૮ સવાશેરીનાં અધમણીઆં કેટલાં ?

(૧૭). ૨૮૮ સવાશેરીના મણ કેટલા? (૩૨ નો પાડો શીખવવો.)

(૧૮). ૮૦ શેરની સવાશેરી ( કેટલા સવા ૮૦?), ૯૫ શેરની અઢીશેરી (કેટલા અઢીઆં ૯૫ ? ), ૧૫૦ શેરની પાંચશેરી ( કેટલા પંચાં ૧૫૦ ?), ૯૦૦ શેરના દશશેરા, ૭૦૦ શેરનાં અધમણીઆં, ૯૦૦ શેરના પોણામણ, અને ૭૨૦ શેરના મણ કેટલા ?

## લેખાં.

**ગુણાકારથી થાય તેવા દાખલા:**—(૧). ૨ આનાનાં ૧૫ કેળાં તો ૧૪ આનાનાં કેટલાં ? આ હિસાબ ટુંકામાં પાટિયાપર સામે બતાવ્યા મુજબ નોંધવાથી એ લાભ થાય છે. જવાબ કઇ જાતનો લાવવો છે તે, તથા

| આના. | કેળાં. |
|---|---|
| ૨ | ૧૫ |
| ૧૪ | |

જવાબ ઓછો આવશે કે વધારે તે બાળકના ખ્યાલમાં તરત આવી જાય છે; માટે લેખાંના દાખલા હંમેશાં પાટિયા પર આ રીતે લખવાનો રિવાજ રાખવો.

આમાં ૨ આના કરતાં ૧૪ આના ૭ ગણા છે માટે ૨ આનાના કેળાં કરતાં ૧૪ આનાનાં કેળાં ૭ ગણાં મળવાં જોઇએ; કેમકે જેટલા ગણી કિંમત આપીએ, તેટલાગણી વસ્તુ મળવી જોઇએ; માટે ૧૫×૭=૧૦૫ કેળાં મળે.

(૨). ૩ પૈસાની ૮ પેન તો ૭૨ પેનનું શું? ૮ પેન કરતાં ૭૨ પેન ૯ ગણી છે, માટે ૩ પૈસા કરતાં નવ ગણી કિંમત બેસે, તેથી જવાબ ૩×૯=૨૭ પૈસા.

(૩). ૩ રૂપિયે મણ ચોખા તો ૯૬ રૂપિયાના કેટલા?

(૪). ૫ નંગનો ૦ાા રૂપિયો તો સેંકડાનું શું?

(૫). ૦ા રૂપિયાનાં ૩ નાળિએર તો ૩ રૂપિયાનાં કેટલાં?

(૬). દરેક છોકરાને ૦ાા શેર બરફી આપીએ તો ૧૨૮ છોકરા માટે કેટલી બરફી જોઇએ?

(૭). દરરોજનું ૧ાા શેર દૂધ વપરાય તો મહિને કેટલું જોઈએ?

(૮). એક છત્રીનો ૧ાા રૂપિયો તો ૯૩ રૂપિયાની કેટલી છત્રી મળે?

(૯). ૨ાા રૂપિયાની ૧ ટોપી મળે છે તો ૩૨ાા રૂપિયાની કેટલી મળે?

(૧૦). ૧ા આને ૧ શેર કારેલાં તો ૦ાા મણનું શું બેસે?

(૧૧). ૨ાા શેરના ૧૩ આના તો ૧ મણનું શું?

(૧૨). ૧ા શેર કેરીના ૪ પૈસા તો ૧ મણનું શું?

(૧૩). ૧ મણ ચોખાના ૬ા રૂપિયા તો ૧ ખાંડીનું શું?

(૧૪). ૪ મણના ૨ાા રૂપિયા તો મોટા મુડાનું શું?

(૧૫). ૩ તસુની કિંમત રૂા. ૦ાા તો ૧ ગજનું શું?

(૧૬). ૪ વાલ સોનાની કિંમત ૩ા રૂપિઆ તો ૧ તોલાનું શું?

**ભાગાકારથી થાય તેવા દાખલાઃ**—(૧). ૨૪ પૈસાની ૧૬ પેન્સિલ તો ૩ પૈસાની કેટલી? ૨૪ પૈસાનો ૩ પૈસા આઠમો ભાગ છે, માટે ૧૬ પેન્સિલનો આઠમો ભાગ મળે; તેથી ૧૬÷૮=૨ પેન્સિલ.

(૨). ૩૦ રૂ. ના ૫૧ કબજા મળે તો ૧૦ રૂા. ના કેટલા મળે?

(૩). ૧૨ દિવસની મજુરી રૂા. ૪ાા મળે તો ૩ દિવસનું શું મળે?

(૪). ૧૦ પાઠ શીખવાને ૧૫ દિવસ લાગે તો ૨ પાઠ શીખવાને કેટલો વખત લાગે?

(૫). હજાર પુળાના રૂ. ૭ાા બેસે તો ૨૦૦ પુળાનું શું ?

(૬). ૧૮ વારના રૂ. ૨ાા~ તો ૨ વારનું શું ?

(૭). ૧ ગજના ૧ાા= તો ૪ તસુનું શું ?

(૮). ૧ શેર સાકરનો ૦ા રૂ. બેસે તો નવટાંકનું શું ?

(૯). ૦ાા મણ જુવારની કિમ્મત રૂ. ૧-૨-૦ તો ૨ાા શેરનું શું ?

(૧૦). ૨ાા મણ ચોખાના ૧૦ રૂ. બેસે તો ૫ શેર ચોખાનું શું ?

(૧૧). ખાંડી જુવારના ૨૪ રૂ. બેસે તો ૨ાા મણનું શું ?

(૧૨). તોલા સોનાની કિંમત રૂ. ૨૬) બેસે તો ૪ વાલનું શું ?

**એકમની રીતના દાખલા:**—(૧). ૭ પૈસાની ૨૧ પેન તો ૪ પૈસાની કેટલી? આમાં પ્રથમ **૧ પૈસાની** કેટલી પેન મળે તે કાઢી પછી ૪ પૈસાની કઢાય છે માટે આ રીતને **એકમની રીત** કહે છે. ૨૧ પેન÷૭×૪=૧૨ પેન.

(૨). ૧૮ વારના ૪ાા રૂ. તો ૫ વારનું શું ?

(૩). ૪૮ કાગળના ૧૨ રૂ. તો ૭ કાગળનું શું ?

(૪). ૧૪ાા શેર પેંડા ૨૯ છોકરાને સરખે ભાગે આપવા હોય, તો ૨ છોકરાંને ભાગે કેટલા આવે ?

(૫). એક વીશીમાં ૨ માસમાં ૩૦ મણ ચોખા વપરાય છે તો ૭ દિવસમાં કેટલા જોઇએ ?

(૬). ૪૦ મણ બાજરાના ૬૦ રૂ. બેઠા તો ૩ મણનું શું ?

(૭). ૩૦ રૂ. નું ૧ મણ ૫ શેર ઘી તો ૯ રૂ. નું કેટલું ?

(૮). ૨૮ાા રૂ. નું ૧૯ મણ તો ૬ મણનું શું ?

(૯). ૪ ચાદરના ૧૦ રૂ. તો ૧૫ ચાદરનું શું ?

(૧૦). મણ ઘીના રૂ. ૩૦ તો ૩ શેર ઘીનું શું ?
(૧૧). ૨૦ ચોપડીના ૨૫ રૂ. તો ૩ ચોપડીનું શું ?
(૧૨). કોડી વાંસના રૂ. ૧૧।~ તો ૩ નંગનું શું ?
(૧૩). ખાંડી જુવારના ૨૫ રૂ. બેસે તો ૭ મણનું શું ?
(૧૪). ૧૩ ચોપડીના રૂ. ૪)~ તો ૯ ચોપડીનું શું ?
(૧૫). ૨૯ ટોપીના ૮૭ રૂ. બેસે તો ૧૧ ટોપીનું શું ?
(૧૬). ૫ પૈસાનું શેર શાક તો ૨ પૈસાનું કેટલું ?
(૧૭). ૨૦ રૂ. નું મણ ઘી તો ૫ રૂ. નું કેટલું ?
(૧૮). ૩૨ રૂપિયે તોલો દવા મળે છે તો ૭ વાલ દવાનું શું ?

☞ ભાગતાં શેષ વધે તેવા દાખલા ન લેવા.

# ખંડ ૨ જો. ધોરણ ચોથા માટે.

આ ધોરણમાં મુખગણિતમાં ૧૨, ૨૦, ૨૪, ૩૦, ૪૦, ૪૮, ૯૬, ૧૦૦, ૧૨૦, અને ૩૬૦ એટલાં ગુણોત્તરોનો ઉપયોગ થાય એવા પ્રશ્નો પૂછવાના ઠરાવેલા છે. આને માટે નીચેને ક્રમે કામ કરવું.

## પાઠ ૧ લો. આંક.

નીચેના આંક લેખાંના હિસાબ ગણવાને ઘણા ઉપયોગી છે, માટે તે પ્રથમ પાકા કરાવવા.

૧ પાણ:—૧ પાણ = ૧ પાવલું. માટે જેટલી પાણની વદી ગણવી હોય તેને ચારે ભાગતાં આવે તેટલી વદી, ને શેષ વધે તેટલી પાણ જાણવી. જેમ—

